# તારુણ્યમાં પ્રવેશ કરતી બાળા સાથે વાતચીત

પ્રિય બહેન,

હું તમારા કુટુંબના ખાસ સુખી પ્રસંગ સંબંધી તમારી સાથે વાત કરવા માગું છું. તમારા ઘરનાં આનંદ અને કલ્યાણ તમારી આસપાસ સંકળાએલાં છે, અને તમે હવે તરુણ થયાં છો," અથવા મોટાં થયાં છો. તમારે માટે આ વખત ઘણા આનંદ અને માનનો છે, તો આ વખતે ખાસ કરીને તમને શા માટે માન આપવામાં અને ખુશ કરવામાં આવે છે, તે મારે તમને સમજાવવું છે.

તમારી બાલ્યાવસ્થામાં તમારૂં શરીર તથા મગજ રફતે રફતે વધતાં અને બંધાતાં ગયાં છે. જ્યારે તમે તદ્દન બાળક હતાં ત્યારે આખો દિવસ ફક્ત રમવા વગર બીજું કશું જ કરતાં નહોતાં. પણ જેમ જેમ તમારૂં મગજ વધારે ચાલાક બનતું ગયું, અને શરીર મજબૂત થતું ગયું, તેમ તેમ તમારાં માબાપને મદદ કરવા તથા પરમેશ્વર માટે નાની નાની સેવાને અર્થે નાનાં નાનાં કામ કરવા તમે શક્તિમાન થયાં, અને જેમ તમે મોટાં થતાં ગયાં તેમ આ બધું વધતું ગયું. હવે આ વખતે તમારી આખી ખાસિયત, તમારાં શરીર, આત્મા અને મગજ ખાસ રીતે વધવા લાગ્યાં છે. તે એટલા માટે કે દેવ તમારી પાસેથી એક સ્ત્રી તરીકે જે સંપૂર્ણ સેવા ઇચ્છે છે તે તમે આપી શકો.

**આ પ્રસંગે આપણા શરીર, મન અને આત્મામાં શું થઈ રહ્યું હોય છે, તે આપણે સમજવું એ ખાસ જરૂરનું છે, અને એમ કરીને આપણી દુનિયામાં નરનારીને ઉત્પન્ન કરવામાં ઈશ્વરનો શો હેતુ છે તે સંબંધી તમારે થોડુંઘણું જાણવું જોઈએ.**

## ૧. નર અને માદા એ ભવિષ્યની પેઢી સંબંધી ઈશ્વરી ગોઠવણ છે.

પ્રથમ તો છોડવા, ઝાડો, માછલી, પંખી, પ્રાણી અને મનુષ્ય-જાતમાં ઈશ્વરે જીવનની કેવી મહાન યોજના ઘડી કાઢી છે, તે સંબંધી આપણે વિચાર કરીએ. આ બધાંમાં તેણે બે જાત ઉત્પન્ન કરી છે: નર અને માદા.*

આ બધાંમાં, નર અને માદા કંઈક સરખાં લાગે છે, પણ તેમની વચ્ચે એક મોટો તફાવત છે. આ તફાવત એ છે કે ઈશ્વર દરેક સજીવ વસ્તુમાં એવાં ઝીણું જંતુ કે બીજ મૂકે છે કે એ જંતુઓથી તે વસ્તુઓ જેવાં જ ફરજંદ ઉત્પન્ન થાય છે. આ બહુ આનંદની તથા જરૂરની બાબત છે. આ કણ અથવા જંતુની એક જાત નરમાં અને બીજી જાત નારીમાં હોય છે, અને જ્યાં સુધી નરમાદાનાં આ બે જાતનાં જંતુઓ એકઠાં થતાં નથી ત્યાં સુધી ફળ, બીજ કે બચ્ચાં પેદા થતાં નથી.

શું તમે તમારા બગીચામાં કદી પપૈયા ઉછેર્યાં છે? જ્યારે તે નાના હોય છે ત્યારે તે બધા સરખા જ લાગે છે, પણ જેમ તે મોટા થતા જાય છે, તેમ કેટલાક પર આપણને પીછાંના જેવી જાતનાં ફૂલ માલૂમ પડે છે. હવે એને આપણે નર તરીકે ઓળખીએ છીએ, અને તેની ઉપર ફળ આવતાં નથી. જો આપણી વાડીમાં બધાં જ ઝાડ આ પ્રમાણે નર નીકળે તો આપણે નાઉમેદ થઈએ છીએ, પણ કેટલીક વખત એવું બને છે કે આપણાં બીજાં ઝાડને એક નાનું ગોળ ફૂલ આવે છે, અને આપણે જાણીએ છીએ કે તે ફૂલ નારી છે. ફૂલની અંદર નાના અંડાકાર અણુઓ હોય છે. તેમાંથી ફળની વૃદ્ધિ થાય છે. જ્યારે ફૂલ ચીમળાઈ જાય છે ત્યારે આ ઈંડાં સુકાઈ જાય છે, અને ફળ ઉત્પન્ન થતાં નથી. આમ કેમ થતું હશે? આનું કારણ એ છે કે આપણા બગીચામાં નર ઝાડ નથી. જો તમારે ફળ જોઈતાં હોય તો તમારે નર અને માદા એમ બંને જાતનાં ઝાડને ઉછેરવાં જોઈએ.

---

* ટીપ :—કેટલાક છોડવાઓમાં નરનારી ભેગાં જોડેલાં હોય છે, કે જેથી એક છોડવો નર અને માદા બંને હોય છે, પણ બધાં જીવજંતુઓ, માછલાં, પંખી, પશુ અને મનુષ્યજાતમાં તે જુદાં હોય છે.

નર છોડનાં ફૂલ પર પરાગ નામની બારીક પીળી ભૂકી હોય છે, અને આ પરાગરજમાં નરજીવનનાં જંતુ હોય છે. તે એટલાં બધાં ઝીણાં હોય છે કે નરી આંખે જોઈ શકાતાં નથી. જ્યારે જીવજંતુઓ ફૂલો ઉપર બેસે છે, ત્યારે આ પરાગ તેમનાં શરીરને ચોંટે છે; પછી આ જીવડાં માદાફૂલ પર બેસે છે, અને જ્યારે તે જીવડાં મધ ચુસવા માટે ફૂલમાં ઊંડાં ઊતરે છે ત્યારે તેમને ચોંટેલા પરાગકણ, માદાફૂલનાં બારીક ઈંડાં સાથે ઘસાવાથી ભૂંસાઈ જાય છે, અને ઈંડાંને ચોંટી જાય છે. પછી તે પરાગ ઈંડાને જીવન દે છે, તેથી જ્યારે ફૂલ મરી જાય છે ત્યારે એક ઈંડું જીવે છે, અને વધતું જાય છે, અને તેમાંથી મોટું ફળ પેદા થાય છે.

પક્ષીઓમાં પણ એમ જ બને છે. માદાના શરીરમાં ઈંડાં હોય છે, અને નરના શરીરમાં ધાતુ કે બીજ કહેવાતા નાના સજીવ કણો હોય છે. એ પણ એટલા બધા બારીક હોય છે કે તે સૂક્ષ્મદર્શકયંત્રની મદદ વગર જોઈ શકાતા નથી. જો તમે કેટલીક મરઘીઓ પાળો અને સાથે મરઘો ન હોય તો તમારી મરઘીઓ ઈંડાં તો મૂકશે, પણ જો તમે તેવાં ઈંડાં સેવવા મરઘી બેસાડશો તો તે ઈંડાંમાંથી બચ્ચાં થશે નહિ, કારણ કે ઈંડાંમાં મરઘામાંથી મળતાં ધાતુ કે બીજ ભળ્યાં હોતાં નથી અને તેમને જીવન મળ્યું હોતું નથી.

બધાં પ્રાણી અને મનુષ્યમાં પણ એમજ છે. નરમાં ધાતુ કે બીજ હોય છે, અને નારીના શરીરમાં સંભાળપૂર્વક સાચવી રાખેલાં ઈંડાં હોય છે.

## ૨. આપણે તરુણ વયમાં પ્રવેશીએ છીએ ત્યારે શું થાય છે તે વિષે

આ સંતાનની બાબતમાં પ્રાણી અને મનુષ્યની વૃદ્ધિમાં ઘણો જ તફાવત હોય છે.

આપણ મનુષ્યોને આત્મા હોય છે, અને જ્યારે આપણાં શરીર વધતાં જાય છે, ત્યારે આપણો આત્મા પણ વૃદ્ધિ પામે છે. હાલમા તમે જે ઉંમરે આવી લાગ્યાં છો તે વખતે તમારો આત્મા ઘણી ઝડપી પ્રગતિ કરી રહ્યો છે. તમારામાં ઇશ્વર સંબંધી નવા વિચાર અને નવી આકાંક્ષાઓ ઉત્પન્ન થાય છે, અને તમે સ્વાર્પણ વડે ખ્રિસ્તની મંડળીમાં પ્રભુભોજની બનીને પૂર્ણ

સભાસદ બનવા તૈયાર થાઓ છો; અથવા તો જે મંડળીમાં હો તે મંડળીમાં જે જાતની ભક્તિસભા થતી હોય તેમાં ભાગ લેવાને તમે તૈયાર થાઓ છો.

જે વખતે તમારો આત્મા વૃદ્ધિ પામતો જાય છે તે વખતે તમને લાગણી પણ વધારે પ્રમાણમાં અસર કરતી જણાય છે, અને તમારામાં નવી અને આતુર વિચારણા જાગૃત થાય છે. તે એવી બાબતો હોય છે કે જેથી લાગણી ઉશ્કેરાય તેવી બાબતો વડે તમે જીવવા દોરાઓ છો. દાખલા તરીકે, તમે પોતા સંબંધી દેવળમાં વધારે સાવધાન બનો છો, અગર તો જ્યાં છોકરાઓ અથવા બીજા જુવાન પુરુષો એકઠા થયા હોય ત્યાં તેઓ તમારા તરફ આકર્ષાય એમ તમે ઇચ્છો છો, પણ એમ કરવાથી તમને કાંઈ પણ સુખની પ્રાપ્તિ થશે નહિ, પણ તમે શરમ અને બેચેનીની જ લાગણીઓ અનુભવશો.

આ જાતની લાગણીઓ અને આત્મપ્રેરણાને જીતવાનો એક ઘણો જ ચોક્કસ રસ્તો એ છે કે જે દરેક નવી કુદરતી લાગણીઓ તમારામાં ઉત્પન્ન થાય તે બધીને સારી, શુદ્ધ અને સુંદર વસ્તુઓ તરફ આકર્ષો.

તમે દરરોજ બાઇબલવાચન અને પ્રાર્થનામાં વધારે લાગુ રહો, અને હમણાં તમે વધતાં જાઓ છો તેને માટે તમને તેમાંથી નવું બળ અને આનંદ પ્રાપ્ત થશે. તમારી આસપાસનાં બાળકોમાં વધારે રસ લો. તેમની રમત-ગમત અને વાતચીતથી તમને વધારે મઝા પડશે. વળી તેમને સારે રસ્તે કેળવવાનું અને મદદ કરવાનું તમને ઘણું મળી આવશે. વળી એથી તેઓ તમને વિચારવાને માટે સારૂં અને આનંદજનક એવું ઘણું આપશે. આ સંબંધી વધુ વાત આપણે આગળ કરીશું.

ટૂંકમાં ફીલીપી. ૪; ૮માં જે વાત છે તેને તમારો મુદ્રાલેખ બનાવજો. કેમકે તેથી તમારી પ્રેરકબુદ્ધિ અને તમારા હલકા વિચારો તમને તસ્દી આપતાં અટકશે, એટલું જ નહિ પણ આ ખાસ પ્રસંગે નવા બંધારણ માટે ઇશ્વર તમને શક્તિ આપશે. કેટલીકવાર યુવાન બાળા બારીક પરીક્ષણોમાં આવી પડે છે, પણ જો તમે દૃઢતાપૂર્વક ઇશ્વર તરફ વળશો અને તેની મદદ શોધશો, તો તમે બધાં જ પરીક્ષણોનો સામનો કરી

શકશો, અને વળી જેઓ પરીક્ષણોમાં પડી જાય છે તેમને ધડો લેવાનું સાધન બનશો.

આ વખતની આત્માની નવી વૃદ્ધિ શરીરની ખાસ વૃદ્ધિ સાથે સંકળાએલી છે, તે હું તમને સમજાવવા માગું છું.

આપણે જોયું છે કે માદા પ્રાણીમાં બારીક ઈંડાં હોય છે, અને તેમાં સજીવ કણો હોય છે.

આપણે નાનાં હોઈએ છીએ ત્યારે આ કણ બે નાની કોથળી કે જે એકાદ ઈંચ લાંબી હોય છે, અને જેને આપણે ફૂલ કહીએ છીએ, તેમાં સંતાડેલાં હોય છે. તે કોથળીઓ આપણા શરીરમાં પેઢાના ભાગમાં બે પડખે મૂકવામાં આવેલી હોય છે. આ બે કોથળીની વચ્ચે એક મજબૂત બાંધાની ત્રણેક ઈંચ લાંબી કોથળી હોય છે. તેને ગર્ભાશય કે કમળ કહે છે. આ બે કોથળીઓને બે નળીઓ ગર્ભાશય સાથે જોડે છે.

હવે જ્યારે આપણે તેરેક વર્ષનાં થઈએ છીએ ત્યારે ફૂલમાં સંતાડેલાં આ ઈંડાં વૃદ્ધિ પામે છે, અને છેલ્લે એક ઈંડું જુદું પડીને ગર્ભાશયમાં આવે છે. આ ઈંડું પણ ઘણું જ નાનું હોય છે, અને આમ થવાની આપણને કશી જાણ પડતી નથી, ફક્ત તેની વચ્ચેનો પડદો તૂટે છે, તેથી ત્રણચાર દિવસ લોહી વહે છે. તેને આપણે અટકાવ કે ઋતુસ્રાવ કહીએ છીએ. આ પડદો ત્રણચાર દિવસમાં પાછો સાજો થઈ જાય છે.

જ્યારે આપણે પ્રથમ રજસ્વલા થઈએ ત્યારે આપણે જાણવું કે આપણામાંનાં આ ઈંડાં બરાબર વૃદ્ધિ પામે છે, અને પરમેશ્વરની મહાન અને અજાયબ ધારણા એટલે કે બાળકની ઉત્પત્તિને માટે આપણે થોડા વખત પછી લાયક થઈએ છીએ.

## ૩. તરુણ વયમાં આવ્યા પછી મગજ તથા શરીરની માવજત

તરુણ વયમાં આવીએ છીએ ત્યારે લોહીનું પડવું ત્રણચાર દિવસ જારી રહે છે, અને કેટલીક વાર તે વધારે દિવસ પણ ચાલે છે. હવે તે બરાબર ચાર અઠવાડીઆંના નિયમિત અંતરે આવવું જોઈએ. કેટલીક

બાળાઓને આ અટકાવ ઘણો અનિયમિત આવે છે. એવી બાળાઓ જો છાત્રાલયમાં રહેતી હોય તો તેમણે તે બાબત તેમની મેટ્રનને જણાવવી જોઈએ, અને તેની સલાહ માગવી જોઈએ.

કેટલીક બાળાઓને આ દિવસોમાં કંઈક દર્દ પણ થાય છે, અને તેવે વખતે આદાની ચાહ, કે દાક્તર સલાહ આપે તો, થોડું 'એસ્પીરીન' આપવાથી ફાયદો થાય છે. એસ્પીરીન પાંચ ગ્રેઈન એટલે એક ગોળીથી વધારે લેવું જોઈએ નહિ. કેફી પીણાં અને બજારની દવાઓ નુકસાનકારક હોય છે. તે કદી પણ પીવાં નહિ. સારામાં સારો ઇલાજ એ છે કે પેઢા પર ગરમ શેક કરી સૂઈ રહેવું. ગરમ પાણીથી સ્નાન કર્યું હોય તો પણ દરદ ઓછું થાય, પણ આ દિવસોમાં ઠંડા પાણીથી સ્નાન કદી કરવું નહિ. વર્ષાઋતુમાં આવે વખતે બહાર જઈ ભીંજાવું નહિ. આ દિવસોમાં જેટલી વખત પેશાબ આવે તેટલી વખત જવું જોઈએ પણ તે રોકવો નહિ. આ બાબતમાં આળસ અને બેકાળજીથી કેટલીક છોકરીઓ તંદુરસ્તી ગુમાવે છે અને પારાવાર મુશ્કેલીઓ ઊભી કરે છે.

અટકાવ દરમિયાન કોમળ ભાગો ગરમ પાણીથી દિવસમાં એકાદ વાર ધોવા જોઈએ, અને જેમ બને તેમ સ્વચ્છ રાખવા જોઈએ. કેટલીક છોકરીઓ કપડા પર ડાઘ પડી જવાની બીકે બહાર જતાં શરમાય છે. આને માટે જાડું કપડું બેવડું કરીને ગાંઠ પાડી કે ટાંકણીઓથી કઠણુ બાંધવું જોઈએ, અને દિવસમાં બેત્રણ વાર તે બદલવું.

કેટલીક છોડીઓ જૂનાં ગંદાં કપડાંના ડુચા વાપરે છે, એ તબિયતને નુકસાનકારક છે. ફક્ત સફેદ ચોકખાં કપડાં વાપરવાં જોઈએ. કેટલાંક છાત્રાલયોમાં આને માટે છોકરીઓ ટુવાલ વાપરે છે, અને તે જાતે ધુએ છે. આ ઘણી સારી રીત છે, કારણ કે જૂના ડુચા બાળી મૂકવા તે ઘણું જ ખર્ચાળ અને નુકસાનકારક છે. એવા મેલા થએલા ટુવાલને તરત જ ઠંડા પાણીમાં બોળી દઈ તેને થોડો વખત ભીંજાવા દેવાથી તે સહેલાઈથી ધોઈ શકાય છે.

અટકાવના દિવસોમાં દર માસે તમે વધારે થાકી જાઓ છો, વધારે હેરાન થાઓ છો, અને ચિડાઓ છો પણ ખરાં, પણ તેની ચિંતા

કરશો નહિ, એ બધું કુદરતી છે. બને તેટલો આરામ લો અને થોડા દિવસમાં તમે બરાબર તંદુરસ્ત થઈ જશો.

હિન્દુઓમાં આ સ્થિતિને અશુદ્ધ ગણવામાં આવે છે, અને તેવી સ્ત્રીઓને કોઈ અડકતું નથી. જૂના જમાનામાં યહુદીઓ પણ એમજ માનતા હતા. વળી આ અશુદ્ધતાનો વિચાર જૂના કરારમાં પણ જણાવ્યો છે. કેટલાક ખ્રિસ્તીઓ પણ આવું માને છે, અને એવે પ્રસંગે દેવળમાં જવું અને ખાસ કરીને પ્રભુભોજન જેવો સંસ્કાર પાળવો એ ખોટું છે એમ તેઓ માને છે. જો તમારાં માબાપ આ પ્રમાણે માનતાં હોય તો તમારે તેમનો હુકમ માનવો, અને જો તમારી પોતાની મેળે તેનો તોડ કાઢી શકો તો તે સંબંધી તમે વિચાર કરો.

જેમ આપણે ઊંચાઈમાં અને કદમાં વધીએ છીએ તેમ આ બાબત પણ આપણા શરીરની વૃદ્ધિનો એક ભાગ છે. આ બાબત તો ઈશ્વરની એક અજાયબ રીત છે. તે વડે તે સ્ત્રીને છોકરાં જણવાના મહાન અને પવિત્ર કાર્યને માટે લાયક બનાવે છે. જેમ આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તે આપણને યહુદીઓના શુદ્ધ અને અશુદ્ધ ખોરાકના નિયમોથી મુક્ત કર્યાં છે (માત્થી ૧૫; ૧૧, ૨૦: માર્ક ૭; ૧૪થી ૨૩), તેમ આપણને ખાતરી થવી જોઈએ કે જે રીત આપણા આકાશમાંના બાપે એનાં છોકરાંની વૃદ્ધિને માટે નિર્માણ કરી છે, અને જે આપણા શરીરની જ એક વૃદ્ધિ છે તે કદી અપવિત્ર હોઈ શકે જ નહિ. અલબત, આ દિવસો દરમિયાન તમારે ઈશ્વરના ઘેર જવું અને તેની પાસે માગવું, કે "જેમ મારૂં શરીર વધે છે, તેમ મારો આત્મા પણ મોટો કર, અને મને બળ આપ કે હું મારા આખા જીવનભર શરીર, આત્મા તથા મનમાં શુદ્ધ રહી શકું."

## ૪. લગ્નની ખરી ઉંમર

જે વખતે બાળાને પ્રથમ અટકાવ આવે તે વખતે લગ્ન કરી તે ગર્ભ ધરી શકે, અને કેટલાક હિન્દુઓમાં તમે આ રિવાજ જોશો કે છોડીને નાવણુ આવતાં જ પરણાવી દેવામાં આવે છે; પણ આ રીત ઘણી જ નુકસાનકારક છે.

છોડીઓ અઢાર વર્ષ કે તેથી પણ વધુ વયની થાય છે ત્યાં સુધી તેઓ વધતી જ જાય છે. હવે જો તેઓ તેર વરસની વયે પરણે તો તેમન શરીર બરાબર વધી શકતાં નથી, અને બાળક જણવા લાયક મોટાં અ મજબૂત થતાં નથી, એ તેમને માટે ઘણું જ હાનિકારક છે. વળી તેમન છોકરાં પણ જોઈએ તેવાં મજબૂત થતાં નથી.

આટલું જ પૂરતું નથી. માતા થવું એ ઘણું અગત્યનું અને મહાન કાર્ય છે. તે કાર્ય બરાબર કરવા સ્ત્રીને વધુ શાંતિ, ધીરજ અ ભલમનસાઈની જરૂર છે. તેર વરસની વયે આ બધું જ તેનામાં હો એમ તમને લાગે છે? અલબત, નથી હોતું.

કદાપિ તમારે એવાં સગાંવહાલાં અથવા અજ્ઞાન કે અજાણ મિત્ર હશે. જે વખતે તમે છેક જ જુવાન હો તે વખતે તેઓ તમને લગ્ન કરવા સમજાવશે. જો તેમ થાય તો તમારે તમારા વિચારમાં મક્કમ રહેવું

તેવાં સગાં કે મિત્રોને કહો કે લગ્ન એ એક ઘણી જ અગત્યન અને ઈશ્વરદત્ત બાબત છે. વળી તમે પરણેલા જીવનનો ભાર ઉપાડવા શક્તિમાન અને ચાલાક નથી. તમે ઓછામાં ઓછાં ૧૮ વરસનાં થાઓ ત્યાં લગી તમને નિશાળે રહેવા દેવા તેમની પાસે માગણી કરો, કે જેથ તમને તમારૂં પરિણીત જીવન વધારે સુખી અને આનંદજનક રીતે જીવત શીખવાનું મળે.

મને કેટલીક છોડીઓ વિષે ખબર છે કે તેઓને ૧૩ કે ૧૪ વ પરણવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો, પણ તેમણે આગ્રહ કરનારાઓ કહેલું કે એ તદ્દન ખોટું છે, અને તેમની સાથે વાટાઘાટ કરીને તેઓ ૧૮થ ૨૦ વર્ષ સુધી કુંવારી રહી હતી.

બહુ જ નાની વયમાં છોકરીઓને પરણાવી દેવામાં આવતી હતી તેથી સરકારે શારદા એક્ટ નામનો કાયદો કરેલો છે, અને જો પુરુ ૧૮ વર્ષનો હોય અને કન્યા ૧૪ વર્ષની હોય તો જ લગ્ન કરવા દેવા આવે છે. છોકરીઓને બહુ વહેલી પરણાવી દેવામાં આવતી તેથી જ સરકા આ કાયદો ઘડેલો છે, કાંઈ લોકોને હેરાન કરવા માટે નહિ. છતાં બહ ભણેલા લોકો સમજે છે કે આ ઉંમર પણ ઘણી જ ઓછી ગણાય અ

૧૭ કે ૧૮ વર્ષની વય થયા પહેલાં છોકરીઓને પરણાવવી નહિ એવું તેઓ સમજે છે.

લોકોને હેરાન કરવા જ આ કાયદો ઘડવામાં આવ્યો છે એ વાત ખોટી છે. તે તો કોમ તથા દેશના ભલાને માટે છે. આવાં ઉતાવળીઆં લગ્ન તો પુરુષ તથા સ્ત્રી બંનેને હાનિકારક છે. એવાં માબાપોથી થએલાં બાળકો પણ નબળાં અને કંગાળ હોય છે. વળી તે જુવાન માબાપોને બાળઉછેરનું પૂરતું જ્ઞાન તથા ડહાપણ હોતું નથી, તેથી આ કાયદાનો અમલ કડકપણે થવો જોઈએ.

## ૫. તમારી નવી જવાબદારીઓ

અમે તમને જે કહ્યું છે તે પરથી તમે જુઓ છો કે તમારે આ વખતે શા માટે ઈશ્વરનાં આભારી થવું જોઈએ. એનું કારણ એ છે કે હવે તમે એક બાળક જ નથી પણ એક સ્ત્રી થયાં છો, અને બાળક તરીકે તમે દેવની સેવા કરવાનાં નથી, પણ હવે તમે વધારે સંપૂર્ણતાએ તેની સેવા કરવાનું ધીમે ધીમે શરૂ કરશો, અને વળી વધારે પ્રમાણમાં જવાબદારીઓ માથે લેશો. આ સમયે સ્ત્રીઓ પાસે ઈશ્વર જે ખાસ કામ કરાવવા માગે છે તે બાળકોની માવજત અને સંભાળ કરવાનું છે. તમારા ઘરમાં જ તમારી પોતાની માતા તમારી અને તમારાં ભાઈબેનોની જે કાળજી રાખે છે તે શું તમે જોયું નથી? એવી ખાસ જવાબદારીની લાગણીથી હવે તમારે તમારા ઘર કે નિશાળનાં બાળકો માટે આ મહાન કાર્ય શરૂ કરવું જોઈએ. તમે એમને મદદ કરી શકો એવું ઘણું છે. વળી આથી તેઓ તમારા તરફ પોતાની મોટી બહેનની પેઠે જોશે અને ઘણી બાબતોમાં તમારી સલાહ તથા તમારો નમૂનો લેશે. જો તમે તેમની આગળ સારો નમૂનો મૂકવાને પ્રયત્ન કરશો તો તમારા શિક્ષક અને તમારાં માબાપ તમારા ઉપર વિશ્વાસ રાખશે, અને એમ તમે તેમને ઘણી રીતે મદદરૂપ થઈ પડશો.

જેમ જેમ તમે આ નવી જવાબદારી તમારે માથે લો છો તેમ તેમ કુદરતી રીતે જ તમારામાં સ્વમાન વધતું જશે, અને એમ થાય તે વાસ્તવિક છે. પ્રતિષ્ઠા અને વિનય એ બે ઈશ્વરનાં મહાન દાન છે. જો

તમે હમેશાં યાદ રાખો કે આ જાતની વૃદ્ધિ તો ઈશ્વર કરે છે અને તે શુદ્ધ તથા પવિત્ર છે તો વૃદ્ધિ કર્યા વિના તે રહેવાનો નથી. તે સંબંધી ખરાબ મજાક કે મૂર્ખાઈભરેલી વાતચીતથી સાવધાન રહો, અને જો કોઈ છોકરીઓ આ પવિત્ર વાત, લગ્ન તથા બાળજન્મ સંબંધી તમને બીભત્સ અને મૂર્ખાઈભરેલી વાતો કહે તો તે તમારે સાંભળવી નહિ તેમજ તે પર લક્ષ પણ આપવું નહિ.

આ તરુણ વયમાં તમારે ખાસ પ્રાર્થના કરવી જોઈએ. તેથી ઈશ્વર તમને મોટાં હકદાર થવાને લાયક બનાવશે, અને તમે મજબૂત અને ભલાં બાઈ થશો. એવાં થવાથી જ તમે તેના કામને માટે લાયક થશો -અને- તે તમને ઉપયોગમાં લેશે. અહીં એક પ્રાર્થના છે. તેનો ઉપયોગ તમે કરી શકો.

## પ્રાર્થના

ઓ પ્રેમી પિતા,

હું નાની બાળા હતી ત્યારથી માંડીને તેં મને જે આશીર્વાદો આપ્યા છે, તેને માટે હું તારો આભાર માનું છું.

તેં મને ગત વર્ષોમાં જે નવું આત્મિક તથા દૈહિક બળ આપ્યું છે તેને માટે હું તારો આભાર માનું છું; અને જેમ હું સ્ત્રી તરીકે વૃદ્ધિ પામું તેમ તું મને વધારે મદદ કર અને આશીર્વાદ દે.

તારી સેવા કરવા મને શુદ્ધ અને તંદુરસ્ત રાખ, નબળાંઓને મદદ કરવાને તથા નાનાં બાળકોની ભલી સખી થવાને તું મને મદદ દે.

પરીક્ષણો પર જય મેળવવાને અને સત્યની પડખે ઊભી રહેવાને તું મને હમેશાં સહાય કર. મારા તારનાર ઈસુ ખ્રિસ્તના નામમાં. આમેન.

(Translated and adapted from English.)

